આર્ય હિન્દુભાઇઓ માટે

# લક્ષ્મીનો વિનાસ

અથવા

## પાપમય બુદ્ધિ.







અમોને બચાવો.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગૌસેવાના અભિલાષી
સં. ૧૯૮૦-પ્રત ૫૦૦૦) આવૃત્તિ ૧ લી.
કીંમત અમુલ્ય.

# લક્ષ્મીનો વિનાસ અથવા પાપમય બુદ્ધિ.

( હરિગીત-છંદ. )

સેવા કરો સંતત સુજન સહુ માત ને ગૌમાતની,
જેની દયાથી જગતમાં નિત શાંતિ સર્વે વાતની;
આ લોક ને પરલોકનાં સુખ રહે હાજર એ થકી,
માટેજ ત્રિકરણ શુદ્ધિથી પ્રિય પોષિયે એને નકી. ૧

પ્રતિ ગેહ પાળો ધેનુને જન હોય શક્તિજ તો સદા,
ગૌગ્રાસ કાઢો નિત પ્રતિ સહિ ભૂલિ જાવો નવ કદા;
અભિમાન ગૌસેવાતણું મન રાખવું અતિ રંગથી,
તો દેશની ચહતી થઇ વર લક્ષ્મી લસત ઉમંગથી. ૨

દે દૂધ દહીં ઘ્રત તક્ર આદિક આયુ બુદ્ધિદાયિ જે,
ખેતીતણાં સાધન વૃષભ તે સમર્પે જયદાયિ તે;
તુષ્ટી મળે પુષ્ટી મળે વળિ અરૂજતા આપે સહી,
ટાળે દરિદ્રપણુ નિરંતર કષ્ટ કહિં દેખે નહીં. ૩

એ વાત તો ભૂલી ગયા છો યવનના સંગે વસી,
દરકાર નહિ ગૌમાતની જરિ સાર નવ લ્યો હુલ્લસી;
નીતિતણી શુભ લક્ષમી ગૌવધ વિષે વપરાય છે,
તેથીજ લક્ષ્મી રૂષ્ટ થઇ ધર્મીથિ અલગી થાય છે. ૪

ધર્મીતણે ઘર ધાડ પાપીગેહ લીલા વિસ્તરે,
બદ દિલ છતાં ગૌમાતને પાળેજ પોષે સંઘરે;
ભાવે કુભાવે થાય સેવન મળે કુળમાં લક્ષમી,
સદ્ભાવથી સેવા કરે તો મોજ સતત રહે રમી. ૫

નિજ દેશનું શુભ કરણ હિત ગૌમાતની સેવા કરો,
નિજ શરિરસુખ સંભાળવા ગૌમાતની રક્ષા કરો;
નિજ સંતતીને પોષવા હિત ગાયને પોષો સદા,
નિજ વિપતિને હરવા નિમિત્તે ગાયને રાખો સદા. ૬

ઇંગ્લાંડથી આવ્યો સુધારો નાસ્તિકોના સંગનો,
માને નહિ ગૌમાતને તે રંગ નહિ સતસંગનો;
હિંસાજ વ્હાલી હૃદયમાં નિત અહિંસા સમજેજ શું,
નહિ પાપ પુન્ય પટંતરો ત્યાં પુન્યલહેર લહેજ શું!! ૭

તેના પ્રતાપે ગઇ ઘટી ગૌમાતની મહિમા ભલી,
શ્રદ્ધા થઈ ઓછી વળી વૃત્તીજ સુધાની ટળી;
ગૌમદદ માટે દામ દેવા આકરા લાગે અતી,
ગયું પુન્ય તો ગઇ લક્ષ્મીની છત ગઈ દાનતણીમતી. ૮

ઉપકાર કરવો કોઇનો પણ ગર્વ નવ રાખો હિયે,
થાએ ભલૂંજ ભલૂં કર્યાથી મળે જેવું જે કિયે;
વાવેજ બાવળ બીજ તો આંબાજ અમૃત રૂપ જે,
પામેજ ક્યાંથી વિચારવું મન ધ્યાન આપિ સ્વરૂપ તે. ૯

જેવું કરે તેવું ભરે વાવે જ તેવું તે લણે,
ખોદેજ ખાડો પાપનો તો પડે જે ખાડો ખણે;
મેડી હવેલી માળિયાં ગજ રથ તુરંગ બગી વળી,
સુત સુંદરી ધન દૂઝણાં વળી ક્ષેત્ર બાગ રહ્યાં ફળી. ૧૦

બહુ મિત્ર નોકર ચાકરો છે પેઢીઓ પ્રતિ શહેરમાં,
છે પારવિણ ધન દાગિના પોષાક સુખની લહેરમાં;
પણ આંખ મીચાયે બધું અહિયાં પડયું રહેશે સહૂ,
જાવુંજ ખાલી હાથથી સહિ ભલે ધન ભરિયું બહૂ. ૧૧

જે હાથથી કીધુંજ તે નિજ સાથ આવે સર્વદા,
માટેજ હાથે વાવરો સતકૃત્યમાં પૈસા સદા;
અગરૂર થઇ મોટાઈમાં નહી દામ દેશો ધર્મમાં,
તો આખરે મરવા સમય મહિપુત્રિ રે'શે કર્મમાં. ૧૨

નિજ દેશ ને નિજ જ્ઞાતિનું નિજ ધર્મનું અભિમાન જે,
નિત રાખવું જોઇયેજ સહુને ખરૂં ડા'પણ ખાસ તે;
એમાં ન લાગણિ જેહની તે બુદ્ધિવંત ન જાણિયે,
હોય લાગણી તો સુજ્ઞ તે મતિવંત પૂર્ણ પ્રમાણિયે. ૧૩

છે સ્વર્ગ કરતાં પણ મધુરી જન્મભૂમિ ચિત રમે,
નિજ દેશ કેરૂં કૂતરૂં યા રૂંખડું પણ બહુ ગમે;

નિજ મુલકમાં જે ચીજ નિપજે તે પસંદ ન આવશે,
પોતાએ જે પેદા કર્યું તે દેશનેજ રળાવશે. ૧૪

ઇંગ્લાંડવાસિ સાહેબો તે ચીજ ખાસ યુરોપની,
વેચાણ લેશે વ્હાલથ રી ખર્ચશે તેમાં મની;
સસ્તી અને સારી વિદેશી હોય પણ ન ખરીદશે,
નિજ દેશનેજ દિપાવશે તે હિત સ્વદેશનું ધારશે. ૧૫

સ્વજ્ઞાતિના જનનાજ હાથે કોઇ ચીજ બનેલ જે,
સહુથી પ્રથમ તે વસ્તુ લેવી જેવિ તેવી હોય તો;
ખુદ ઉન્નતિ નિજ દેશની કે જ્ઞાતિની કરવા ચહો,
અભિમાન તો નિજદેશ ને નિજ જ્ઞાતિનુંજ ખરે ચહો. ૧૬

જો જ્ઞાતિના ઘરમાં હશે તો લાભ જ્ઞાતીને થશે,
જો દેશમાં રેહશેજ દોલત દેશનું દુખ નાસશે;
માટેજ જનપદ જ્ઞાતિનું અભિમાન પૂરણ રાખિયે,
તો ફાયદો નક્કી મળે કરિનેજ લાભ મિલાવિયે. ૧૭

તેની વિગત આ બુકઅંદર દાખવી મેં વાતથી,
દઈ દાખલા જૂના નવા ખરિ દલિલ સાથજ હુંશથી;
વાંચીજ મારા મિત્ર સર્વે પ્રતિજ્ઞા લ્યો પ્રેમથી,
નિજ દેશ ને નિજ જ્ઞાતિને પૈસાજ ખટવો નેમથી. ૧૮

કયમ લક્ષ્મી ઓછી થઈ ગઈ કારણ કહું તેનું હવે,
શું કૃત્ય કરવું જરૂરનું તે પણ બતાવું અનુભવે;
જે શારદાપૂજન અને ધનપૂજનાની રીતિમાં,
મતલબ સમાયો હું કહું તે જાણવા શુભ નીતિમાં. ૧૯

પ્રિય વાંચકો ! હું એક દિવસ એક વ્યાપારીને ત્યાં બેઠો હતો, ત્યાં ચોપડામાં કંકુનાં તિલક સાથિઆ અને શ્રીઓનું શિખર કરેલું મારા જોવામાં આવ્યું. મેં તેમને પુછ્યું કે; આ કરવાનું કારણ શું ! "ત્યારે જવાબ મળ્યો કે દીવાળીની અંદર ધનપૂજન અને શારદાપૂજન કરવાની રૂઢી વંશપરંપરાથી ચાલી આવે છે. ધન-લક્ષ્મી અને સરસ્વતી એ બેની બદોલત ઋદ્ધિસિદ્ધિ વડે દુનિયાનો વ્યવહાર ચાલી રહેલો છે એટલે કે ધન વિના એક ડગલું પણ ચાલી શકાતું નથી; કેમ કે કાંઇ વસ્તુની જરૂર હોય તો પણ પૈસા વગર મળતી નથી અને

આપે પણ જોયું ? અને સરસ્વતી ભણતર વગર દુનિયાનું ચણતર ભાંગી પડે છે. વિદ્યા એ સર્વ કળાઓમાં અને જગતવ્યવહારની અંદર સર્વોત્તમ જરૂરીઆત ભરી છે. એથી માંગલિક દિવસોની અને વર્ષની શરૂઆત અંદર એ બેઉનું બહુમાન જાળવી આનંદ દર્શાવવો એજ યોગ્ય છે જૈનો હોય કે વૈષ્ણવો હોય તોપણ પોત પોતાના ઇષ્ટ દેવોના નામ સાથ લગભગ સરખી પદ્ધતિથીજ લક્ષ્મીપૂજન અને શારદાપૂજન કરવાની પ્રવૃત્તિ છે. તેમાં ધન અને ધાન્યની વૃદ્ધિ થાય અને વિદ્યાના વિલાસવડે કહો કે વિદ્યા-પ્રપંચ-ચાતુર્યતા વડે લક્ષ્મી તેમજ યશ આબરૂની વૃદ્ધિ થાઓ કે જેથી સૌભાગ્ય દિન પ્રતિદિન વિશેષ ઝળકતો રહે, અને હમેશાં ધન વિદ્યાનો સદુપયોગ કરવાનો સમય હાજર થાય કે જેનાથી વર્ષની સફળતા સિદ્ધ થાય."

ઉપલા જવાબથી મેં પૂછ્યું કે "ભાઇ ! આપે જે પ્રશંસા કરી તે તો વાજબી છે. તો હું આપને પૂછું છું કે આપ જે ચોપડા માટે આવી સારી આશાથી પુજન કરો છો તે ચોપડા તમો ક્યાંથી ખરીદ કરો છો અથવા બંધાવો છો ?"

વેપારીએ મને જવાબ આપ્યો કે "અમો અમારા જુના કાગદી છે તેની પાસેથી ખરીદ કરીએ છઇએ."

મેં તેમને કહ્યું કે-"એ તો ઠીક છે; પણ તમોનો ધન અને વિદ્યાનો સદુપયોગ કરવાની પ્રતિજ્ઞા પુજન વખતે મન અને વચનથી કરો છો અને મુસલમાન કાગદીને ત્યાંથી ચોપડા ખરીદતાં વિદ્યા અને ધનનો દુરૂપયોગ થાએ છે તેનો કેમ વિચાર કરતા નથી ?! કેમ કે જે ધનથી તમો માલ (ચોપડા) ખરીદો છો તે ધનથી શું શું કાળાં કૃત્યો થશે અને તેના પાપના ભાગીદાર આપણા ધર્મશાસ્ત્ર મુજબ તમો થશો તેનો કાંઇ તમો વિચાર કરો છો ? અને જ્યારે પાપના ભાગીદાર થવાય ત્યારે આપણી વિદ્યા પણ અવળે રસ્તે દોરવાઇ ગણાય. આપણે જે માણસોને ઉત્તેજન આપીએ છઇએ તે માણસો કેવા છે ? અને તેઓની કરણી કેવી છે ? જે આપણો પૈસો શુભ માર્ગે ખરચવાનો તે દુરમાર્ગે આપી તે કમાઇથી તે લોકો કુકડાં, બકરાં, અને ગાયોને ગળે કટકટ કરતી છરીઓ ચલાવી રહેયા છે તેઓને ઉત્તેજન આપવું એ હિંસા તથા માંસાહારને ઉત્તેજન આપવા બરોબર છે એવું સમજવા છતાં જાણી બુઝીને દીવો લઇ કુવામાં પડવા જેવું કર્યું

એ બરાબર છે. આતો ખરેખર વિદ્યાનો દુરૂપયોગ થયોજ ગણાય આપણા હિંન્દુભાઇઓ જો હિન્દુ ચોપડા બધનારાઓ પાસેથીજ ચોપડા ખરીદ કરે તો કેટલો પૈસો હિંદુધર્મ વિરૂદ્ધ વર્તન કરનારાઓના હાથમાં જાય છે તે પૈસો બચે તો કેટલું પુન્યનું કામ થાય એ સમજવું તો ઘણું સહેલું છે અને તેથીજ આપણને કે આપણા બંધુઓને લાભ થવા સંભવ છે જેનું આપણને પાણી પણ પીવાને કામ લાગતું નથી તેને માટે તમો શા માટે દયા બતાવો છો? તે માટે તમો પુરતું લક્ષ કેમ આપતા નથી! આપણા પૈસાથી આપણા હિન્દુભાઇઓનું પોષણ થાય તેમ તમો શા માટે કરતા નથી, એ હું સમજી શકતો નથી!"

રહી દુષ્ટ સંગે ગઇ સાન શુધ્ધી,
વિનાશ કાલે વિપરીત બુદ્ધિ.

જે હિન્દુઓ પાસે લાખોની દોલત હતી તે કેમ જતી રહી છે તે તરફ તમારૂં લક્ષ આપો અને વિચાર કરો. તમારી લક્ષ્મી પાપમય થાય છે તેથી લક્ષ્મી ચાલતી થતી જાય છે. જે ધનથી હજારો દેવાલય, અને ધર્મશાળાઓના ધર્મ માર્ગે હિન્દુઓ પૈસા ખરચતા હતા તે હાલ કયાં ગયા? એથી એટલું તો સિદ્ધ થાય છે જે આપણો પૈસો હિંસા માર્ગે જતાં લક્ષ્મીનો અને બુદ્ધિનો નાશ થતો જાય છે. આવીજ રીતે હજુ થોડો વખત પ્રવરતી ચાલશે તો કેવી અધમ દશા આવશે તે સમજાતું નથી માટે તમો હિન્દુ છો અને દયા ધર્મ પાળનાર છો તો તમારો પૈસો હિન્દુઓને કેમ ખટાવતા નથી? તમો મુસલમાનો પાસેથી શા માટે ચોપડા ખરીદ કરો છો? હાલ મુંબઇમાં હિન્દુ ચોપડા બાંધનારા છે તેમાં પણ જો તમારે એક સરખા ભાવે અને સારો માલ જોઇતો હોય તો તમો મુંબઇ માંડવી બંદર ઉપરે આવેલ કચ્છી દશા ઓશવાળ પ્રેસ અને ચોપડા ખાતામાંથી શા માટે માલ ખરીદ કરતા નથી તેઓ દરેક જાતના ચોપડા પાકી બુકો દરેક જાતનાં પુઠાં સાથે તમારી પસંદગી મુજબ બાંધી આપશે અને દરેક જાતનું છાપવાનું કામ જેવું કે ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી, હિન્દી, વીગેરે લગ્નનાં કાર્ડ કંકોત્રીઓ વીગેરે ઘણીજ સફાઇબંધ તથા વાયદાસર અને વાજબી ભાવથી કામ કરવામાં આવે છે. વળી ખુબી તો એ છે કે તમારૂં માણસ તે ખાતામાંથી તમારા કહેવાથી ખરીદી કરી લાવેલા માલની નાણાની રસીદ તે ખાતામાંથી આપવામાં આવે

છે તેમાં કોઇ દિવસે ઓછા પૈસા લઇ વધારે નાણાની પહોંચ આપવામાં આવતી નથી, એવો પણ મારો જાતી અનુભવ છે. હવે એથી વધારે તમોને શું સગવડ જોઇએ ?"

વ્યાપારીએ જવાબ આપ્યો જે "તમારૂં કહેવું ખરૂં છે પણ તે દુકાન અમોને માલ લાવવાને લાંબે છેટે પડે છે તેથી અમોને ત્યાં જવું કેમ પરવડે!",

મે તેને જણાવ્યું કે "ભાઇ! તમો એમ કહોછો જે એ દુકાન અમોને લાંબે પડે તો હું તમોને કહું છું જે એ દુકાન ઉપરથી કુલાબાથી છેક અંધેરી અને થાણા સુધીના ગ્રાહકો (એ દુકાનેથી) માલ ખરીદ કરેછે અને દેશ દેશાવરવાળાઓ પણ પોતાના માટે જોઇતા ચોપડા અને છાપવાના કામના ઓરડરો તેઓને મુકી માલ મંગાવે છે તેઓને કેમ લાંબે પડતું નથી અને તમોને લાંબે જવું પડેછે એમ કેમ કહોછો? તમો ધારો કે તમારો એક ગ્રાહક લાંબે રહેતો હોય તો તેની પાસે ઉઘરાણી કરવા તમોને નથી જવું પડતું? આજ કાલ મુંબઇમાં હજારો વ્યાપારીઓ માત્ર હિંદુઓજ વ્યાપાર કરનારા છે તો તમો તમારા હિન્દુ ભાઇને મદદ કરો અને તમારા મિત્રો અને સંબંધીઓને મદદ કરવાને કહો તો તમો વગર નુકશાન ખમ્યે શા માટે ઉપકાર નહી કરી શકો! પણ આપણામાં તેવી દૃઢ ભાવના ધરાવનારાનીજ ખામી છે અને તેથીજ તેઓ કોઇનું ભલું કરી શકતા નથી પણ બુરૂં કરી શકેછે; માટે ભાઇ! તમોને હું અરજ કરૂંછું જે તમો હવે પ્રમાદ છોડી દયાને રસ્તે પડી તમારા ભાઇનું ભલું કરતાં શીખો અને આપણું શું છે અને પારકાનું શુ છે તે જાણતાં શીખી તમો તમારા ધર્મનું રક્ષણ કરો તો સારૂં છે."

## મહાત્મા ગાંધીજી જીવદયા માટે શું કહેછે?

"હજારો રૂપીઆ હિન્દુઓ જીવદયા ખાતે ખરચે છે પણ તેનો યોગ્ય ઉપયોગ થતો નથી કેમ કે પોતે તે માટે બેદરકાર રહેછે અને આળસુ માણસોથી તેવી દયા કરેછે અને તે ખોટી રીતે પૈસાનો ઉપયોગ થાયછે પણ જો તેઓ સમજીને જીવદયા કરે અને પહેલા તો તેઓ માંસાહાર કરનાર કે ખાટકીઓ (કસાઇઓ) પાસેથી જીવ છોડાવવાથી તેઓ આપણી પાસેથી વધારે પૈસા લેછે અને તે એક જીવના બદલે બીજા બે ખરીદ કરી બજારમાં વેચેછે અને તેથી તે વધારે કમાય છે અને તે એજ ધંધો કરેછે તો તમારે કસાઇઓ પાસેથી ખરીદ નહી કરતાં જ્યાં દુધથી સુકાયલાં જાનવરો વેચેછે ત્યાંથી વધારે ભાવે ખરીદ

કરે તો કસાઈઓને ત્યાંથી લેતાં પોસાય નહી અને જીવહીંસા થતી અટકે." આવી રીતે શીખામણો મહાત્માજી આપેછે તેનો અર્થ શું છે એજ કે માંસાહાર કરનારને ઉત્તેજન નહી આપવું એજ થાયછે. તમો પોતે પણ મહાત્માના બોલો ઉપરે વિશ્વાસ રાખતા હશો અને આવા પરદુઃખભંજન હાર જેવા પુજનીક મનુષ્યોના બોલ ઉપર વિશ્વાશ રાખી તમારે માંસાહાર કરનારાઓને ઉત્તેજન આપી તમો શા માટે પાપના અધિકારી બનો છો. કહ્યું છે કે:—

**"ચલો સખી તહાં જાઇએ, જહાં બસે બ્રજલાલ;**
**ગોરસબેચન હરિભજન, એક પંથ દો કાજ."**

વેપારીએ મને કહ્યું "ભાઇ! તમારૂં કહેવું ખરૂં છે અને આવી રીતે જો હિન્દુઓ હિન્દુઓનેજ ઉત્તેજન આપે તો ખરેખર ગૌહત્યા થતી બચે એ વાત ખરી છે અને દરેક હિન્દુએ તેવીજ રીતે કરવું જોઇએ અને હુ પોતે તમારા કહેવાથી સમજી શકયો છું."

મેં તેમને કહયું "ભાઇઓ! કચ્છી દશા ઓશવાળ ચોપડાની દુકાન આજ લગભગ સં. ૧૯૬૫ ના વર્ષથી શરૂ થઈ છે અને આજ ૧૫ વર્ષ થયાં છે તેમાં લગભગ દર વર્ષે ગ્રાહકો તો વધતાજ જાએ છે. જો તેઓ કામ કરી શકતા નહી હોય તો કેમ ગ્રાહક વધે માટે તમો જરૂર ખાત્રી કરો."

મારા આએ જવાબથી મજકુર વેપારીઓએ કબુલ કર્યું જે "જો આટલો લાંબો વખત થયો હોય અને ગ્રાહકો વધતા જતા હોય તો ખરેખર એઓ પોતાનું કામ સંતોષકારક કરતા હોવા જોઇએ. નહી તો ગ્રાહકી વધે કેમ? પણ હૃં કહેવાને દિલગીર છું જે આપણા દયાળુ હિન્દુઓ પોતાનું જુનું પકડી રાખેલું પુંછડું છોડતા નથી એ ખરેખર હિન્દુઓની ભુલ છે. જો હિન્દુઓ ધારે તો આવા ખાતાને ખુસીથી ઉત્તેજન આપી શકે તેમ છે."

મેં તેમને કહ્યું "ભાઇ! હવે જમાનો બદલાઇ ગયો છે અને દરેક જણ પોતાનું શું અને પારકાનું શું તે સમજી શકે છે અને ધીરે ધીરે તે સર્વે થતું જાય છે. જુવો મહાત્મા ગાંધીજીએ ખાદીનો ઉપદેશ આપી લોકોને કેવા સમજાવ્યા છે? પ્રથમ એજ ખાદી લોકોને ગમતી નહી હતી તે હવે લોકો ઉમેદથી પહેરતા થયા છે તે દિન પ્રતિ તેનો વપરાશ

વધતો જાય છે અને હજી વધતો જશે જેથી દેશનો પૈસો દેશમાંજ રહેતો જશે તેવીજ રીતે જો હિન્દુઓનો પૈસો હિન્દુઓમાંજ રહે તો કેટલું સારૂં."

(લાવણી.)

**સ્વામીભાઇએ સ્વામીભાઇથી સ્નેહ સદાયજ સાચવવો,**
**શુધ્ધ ચિત્ત તન મન વચનેથી પ્રેમરંગ અતિ રાચવવો;**
**લેવું દેવું જમવું રમવું ગુપ્તવાત કહેવી સુણવી,**
**ભિન્નભાવ બિલકુલ ન રાખવો પૂર્ણ ઐક્યતા દ્યો જણવી;**
**સગપણ સાચું સ્વામિભાઈનું આ જગમાં ઉત્તમ સહુથી,**
**શક્તિ પ્રમાણે સ્વામિભાઈની ભક્તિ કરો સાચા દિલથી. ૧**

**વણજ તેમ વેપાર ખરીદી સ્વામિભાઈ સાથે કરિયે,**
**કરે કમાણી રળે રંગથી એજ રંગ રૂચિથી વરિયે;**
**ભ્રાતૃભાવ વૃદ્ધિ પામીને દૃઢ થાએ તેમ કામ કરો,**
**એક બીજાને લાભ મળે તે માર્ગ પ્રેમ સહ હાથ ધરો;**
**શુભગતિદાયક સ્વામિભક્તિ છે અન્ય સગા સુખદાયિનથી,**
**શકિત પ્રમાણે સ્વામિભાઈની ભકિત કરો સાચા દિલથી. ૨**

વેપારી કહે "ભાઈ! તમારૂં કહેવું ખરૂં છે પણ આપણામાં હજી એવા વિચારના ભાઇઓભી છે જે એમ સમજે કે જે જુના વખતથી તેને ત્યાં અમો ગ્રાહક છઇએ તે જો તેનું ખાતું બંધ કરીએ તો તેની આત્મા બદદુવા દે અને અમોને નુકશાન જાય."

મેં તેને કહયું "તમારૂં કહેવું ખરૂં છે પણ તેની દુવા અથવા બદદુવાથી જો તમોને લાભ કે હાની થતી હોય તો શું તમો વેપારીઓ દર વરષે કમાઓ છો તો કોઈ વરષે ગુમાવતા નથી શું?"

વેપારી કહે "એમ તો નથી, કોઇ વરષે વધુ તો કોઇ વરષે ઓછું પણ કમાઇ અને કોઇ વરષે નુકસાન પણ આવેછે એમ પણ બનેછે."

મેં તેમને કહ્યું જો એમજ છે તો હવે તમોજ વિચાર કરો જે દુવા કે બદદુવાથી લાભ, કે નુકસાની થતી હોય તો પછી પુછવુંજ શું છે. એ તો આપણા નશીબની વાત છે, તેમાં કાગદી શું કરશે. એજ કાગદી એવા ઘણાના ચોપડા બાંધે છે. તમો કેટલા કમાઓ છો અને કેટલાક દેવાળાં કાઢે છે; માટે ખરૂં તો તમારા પુન્ય પાપનો પ્રતાપ છે. હાલમાં **ગૌવધની બાબત ચાલે** છે તેમાં મુસલમાનો એમ કહેછે જે અમારા

કુરાને શરીફમાં ગૌવધ કરવાનું ફરમાન છે તો હિંદુઓ કહે છે કે ગૌહિંસા નહી કરવી એ અમારા ધર્મનું ફરમાન છે. એ વાત તો ખરી છે તો હવે તમો કોને મદદ કરવી કહોછો ? પણ આપણે પોતે જાત મહેનત અને ખંતથી હિન્દુઓને મદદ નહી કરીએ તો ગૌ હત્યા કેમ અટકે ! જુઓ આપણે લાભ માટે અને સારાં ફળો માટે કાબુલથી બેદાણા દાડમ લાવી અહિંયાં ઉછેરી તેનાં મોટાં ઝાડ કરવામાં કેટલી મહેનત લેવી પડેછે અને તેને ફળો આવતાં આપણે તે ખાઇએ છઇએ તેવીજ રીતે આંબાને ૫ વર્ષ સુધી સંભાળીએ ત્યાર પછે તે ફળ આપવા માંડેછે. એમ દર વર્ષે કરવું પડેછે તો તેનાં મીઠાં ફળો આપણને વારંવાર મળ્યા કરેછે . પણ કોઇ એમ કહેછે કે બાવળ વાવીને આંબાનાં ફળો મેળવવાં છે ? તો પછી તમો તમારો પૈસો હિંસકોના હાથમાં આપી તેનું શું સારૂં ફળ મેળવવાની આશા રાખોછો ! જુવો જાપાન દેશનો દાખલો જાપાનીસો માત્ર પોતાના દેશનો બનેલોજ માલ વાપરે છે અને તેથી તે હાલ સઘળા રાજ્યોમાં તેઓ પોતાનો પૈસો પોતાનાજ દેશમાં આવે તેવી રીતે કરી રહ્યા છે અને દિનપ્રતિદિન તેઓ આબાદ થતા જાયછે.

## ( જીવડા જો જાગી જો જાગી-એ રાહ. )

આવ્યો અજબ જમાનો આ તો, વિધ વિધ શી કહું એની વાતો.
રાજ્ય ઇંગ્રેજી આવતાં રૂચિથી, નકલ લક્ષમાં લીધી;
ખાન પાન પોષાક આદિમાં, બરોબરી બહુ કીધી. આ. ૧

કોટ પાટલુન ખમીશ વાસકોટ, કોલર ને નેકટાઇ;
મોજાં મફલર ને ગળપટ્ટા, રૂમાલ રૂવાબદાઇ. આ. ૨

ટુવાલ ટોપી અમરેલા ને, સ્ટીક બૂટ ચલકતાં;
લૉકિટ બટન લલામ અછોડા, વૉચ પટા વિલસંતાં. આ. ૩

ચસમાં ગોલ્ડ ફ્રેમનાં ચારૂ, સેંટ લવંડર સારાં;
અસ્રી બંધ અતિવ ભપકાસર, કપડાં કામણગારાં. આ. ૪

ફેશનદાર દાગિના દિલહર, વિધ વિધ જાતી કેશ;
મકાન ફરનીચર મનમોહન, વાહન તંબુ ડેરા. આ. ૫

વાસણ કૂસણ રાછ રચ્છિલું, બેશ રજાઇ બિછાનાં;
મચ્છરદાની મનમાની છે, ઓશીકાં મનમાન્યા. આ. ૬

જેમાં તેમાં ટાપટીપ તે, રહે છે સહુથી આગે;
નવા નમુનેદાર ગમે છે, જૂનાં અલખાં લાગે. આ. ७

સેવા ભકિત ધર્મકર્મમાં, રૈનકતા થૈ રહી છે;
વાત ચીત વિદ્યા હુન્નરમાં, ફેશન ફાવી ગઈ છે. આ. ૮

નાટક ચેટક ખેલ તમાશા, સર્કસ સીનેમામાં;
ચટક મટક પૂરણ પેઠી છે, જોતાં જનસઘળ.માં. આ. ૯

જૂનો સમય ગયોજ જગતથી, નવો મ્હાલવા માંડયો;
પૂર્ણ પ્રેમથી પૂર્ણ પ્રકારે, જૂનો મારગ છાંડયો. આ. ૧૦

મજહબ પંથ ગચ્છની રીતો, ધર્મવાકય હિતવાણી;
દેવાલય પ્રાચિન પુસ્તક તે, વૃદ્ધ માત ગુણખાણી. આ. ૧૧

એટલાં વાનાં જૂનાં કાયમ, બાકી બધું નવું છે;
તો કાગદી સાથેનો નાતો, બદલ્યે અહિતજ શું છે? આ. ૧૨

સમય પ્રમાણે કામ થાય તે, શોભારૂપ ગણાય;
સમય વગરનું કાર્ય સરસપણ, લેખે નવ લેખાય. આ. ૧૩

વૃદ્ધ જનોએ આ વિષે કહ્યું પણ છે કે:—

(રાગ ધનાશ્રી.)

સમય બડો બલવાન, જગતમાં, સમય બડો.
સમય સાચવી કામ કરે તો, મળે ફતેહ મહાન. જ. ૧
સમય વિના સહુ કામ નકામાં, ઝાઝું થાએ જાન. જ. ૨
સંગિત સારૂં સુખ દેનારૂં, ગમે ન'રણમેદાન. જ. ૩
ગાળ ઘણીજ નઠારી ગણાએ, પામે વિવાહમાં માન. જ. ૪
દાન પુન્ય સ્તવના પૂજામાં, સમયજ પરમ પ્રધાન. જ. ૫
યોગ ભોગ ઔષધ જ્યોતિષ એ, થાય સમયથી સમાન. જ. ૬
સકળ કાળમાં સમયસાધના, છે અતિ કિમ્મતવાન. જ. ૭
માટે માન સમયને આપો, પૂર્ણપણે ગુણવાન. જ. ૮

પ્રિય ભાઇ! તમે પોતે સુખી હો તો પહેલાં કોને સુખી કરવા? પ્રથમ પોતાના કુટુંબને, તે પછી પોતાના જ્ઞાતિબંધુઓને, તે પછી જેનું આપણને પાણી ભોજન ખપે તેને અને તે પછી દેશબાંધવોને સુખી

કરવા એજ યેગ્ય છે; માટે ધંધાના અંગે પણ ઉત્તેજન આપવાથી મદદ કરી સારી સ્થિતિએ લાવવા યત્ન પ્રયત્ન કરવા. પોતે અને પોતાનું કુટુંબ સુખી હોય તો બીજાઓને સુખી કરવામાં કંઇક શક્તિ ફેરવી શકીએ કુવામાં હોય તો અવાડામાં આવે. મહોમેદનો કરતાં પોતાના જ્ઞાતિબાંધવોને ખટાવવા માટે ખંતવંત રહેવું. પોતે સુખી હોઇયે તે વખતે પોતાના લાગતાં વલગતાંઓને પૂર્ણ રીતે સંતોષ આપવો; નહિ કે ચોમાસાની અંદર નદી પૂરમાં આવતાં નદીની શોભા વધારનાર વૃક્ષોને તાણતી ઉખેડની ચાલવા લાગેછે અને જ્યારે ઉનાળામાં પાણીની અછત થઇ પડે ત્યારે વૃક્ષોનો છત વખતે ગર્વથી નાશ કરેલો હોવાથી તે વખતે તેની શોભામાં ધૂલ ઉડતી દેખાય છે. માટે પૂરવાળી નદીની પેઠે ન કરતાં સંપૂર્ણ રીતે સંતોષ આપવા તત્પર રહેવું "

વ્યાપારીએ કહ્યું કે-"તે તો આપનું કહેવું અમૂલ્ય છે. પણ ખડકપર ખાતું ખોલેલું હોવાથી અમને તો બહુ દૂર પડેછે અને કાગદી અમારી નજદીકમાં છે જેથી સવડ ઠીક છે વ્યાપારીઓ જેમ વખતનો ઓછો ભોગ અપાય તેમ ચાહતા હોય છે."

મેં કહ્યું કે-" તમો કહોછો તે ઠીક છે; પણ તમોએ કોઇને માલ વેચ્યો હોય, ધીર્યો હોય કે કોઇ માલ લઈ ગયો હોય તો તે માટે દૂર છતાં ઉઘરાણી કરવા જાઓ કે નહીં ? તે તો પોતાના લાભના માટેજ ઉઘરાણી હોય છે અને આ તો એક ધર્મસંરક્ષણાર્થે કરવાનું છે તો તે કરવામાં આલસને ત્યજવાની આવશ્યકતા છે. અને કદી ફેરો પડે તોપણ તમારા માણસને પડે છે. તમારે તો ગાદીપર બેસી આનંદ લેવાનો છે, જેથી તે દલીલ પણ નાપાયાદાર છે. લક્ષ્મીનો દુરૂપયોગ કરવા કાગદીને ત્યાંથી તમારે ચોપડા લેવા નહી. તમારી ન્યાયની લક્ષ્મી જવાથી લક્ષ્મી અવળે માર્ગે વપરાય છે એથી તમારે ત્યાં લક્ષ્મી વધવાને બદલે કમી થતી જાય છે. એટલે તમારાથી બને તેટલું નુકશાન ખમી કે કષ્ટ ઉઠાવી તેને બચાવો છો ! એટલે કે તમારો ધર્મ દયામય છે. અને યવન વર્ગનો ધર્મ આપણા શાસ્ત્ર પ્રમાણે અને મંતવ્ય મુજબ પાપમય છે. જ્યારે પાપમય છે ત્યારે આપણે સુમાર્ગથી પેદા કરેલો પૈસો કુકર્મ પંથમાં આપી શા માટે પાપવૃક્ષને પોષો છો ? કરે, કરાવે અને અનુમોદે તેને સરખુંજ પાપ પુન્ય લાભ આવે છે માટે દેખી પેખી દીવો લઇ કુવામાં પડવું એ શું ડહાપણનું કામ છે ? શું આપના

કુવામાં ભૂસી મરવું? જેઓનાં ધર્મફરમાનો આપણા ધર્મફરમાનોથી આસ્માન અને જમીન જેટલા અંતરવાળાં છે તેઓની સાથે આપણે વ્યાપાર સંબંધ સુખરૂપ ગણાય નહીં. તેઓ તો કહેછે કેઃ—

## (હરિગીત છંદ.)

મહોમેદનો કહે ગાયની કુર્બાની કરવી યોગ્ય છે,
બહુ પુન્ય પામે એ થકી નહી કામ એજ અયોગ્ય છે;
કોઇ થાય માંદું ઘર વિષે તો કરો સતકો દિલ દઈ,
એક જીવ આપ્યે બચે માંદો ફાયદો દેખો સહી. ૧

આનંદ થાએ એકને ત્યાં શોકથી બીજો રડે,
તેમાં શું ધર્મ પ્રમાદ સુકૃત ખબર તેની નવ પડે;
જો પાપથી થાએ ભલું કે સદગતી થાએ નકી,
તો પુન્ય કહો શા કામનું છે શુભ થવાની શું વકી? ૨

જે કામથી કોઇ જીવને સુખ ઉપજે તે પુન્ય છે,
જેથીજ થાએ દુઃખ તો તે પાપ કેવલ શૂન્ય છે;
જો પાપને પુન્યજ ગણે તો પુન્ય નામ રહ્યું નહીં,
તે ધ્યાનમાં લેવું નકી નિત પુન્ય ઓળખવું સહી. ૩

પાપી મનુજને મદદ દેતાં પાપી ખાસ થવાય છે,
નહિ હિંદુનું એ કામ દેખો જીવ જેથી હણાય છે;

જેટલા મોહોમેદનો પૈસે ટકેથી સુખી છે તેટલા તમો મુકાબલે નથી એથી ધર્મીને ઘેર ધાડ અને પાપીને ઘેર લીલાલહેર જણાય છે. તમે અહિંસક અને વિધર્મિયો હિંસક હોવાથી તમારા સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન અમલમાં લાવેછે. સુમાર્ગે વપરાતી લક્ષ્મી કડવી વેલની પેઠે વૃદ્ધી પામેછે અને કુમાર્ગે વપરાતાં દિનપ્રતિ દિન કંથેર ને કેળના સંયોગ જેવો યોગ મળતાં પાપમય લક્ષ્મી થઇ પડેછે, કબીરજી એક સમય પ્રભુસ્તવનામાં લીન થયા હતા તે વખતે એક ભૂખ્યા માણસે આવી પુષ્કલ આજીજી કરી દયામણી સ્થિતિ દેખાડી. પોતે ભૂખથી ભારે પીડા ભોગવે છે તે દર્શાવ્યું, જેથી દયામૂર્તિ કબીરજીને દયા આવી અને ચાર આના તેના ખોરાક માટે ખેરાત અર્થે આપ્યા.. પેલો ભૂખ્યો માણસ તો જાતનો ભોઇ હતો એટલે તેણે તે ચાર આનાનું સૂતર લીધું અને તેની જાળ ગુંથી માછલાઓનો ખોડો કહાડવા માંડયો. કબીરજીને યોગશક્તિથી ઉપયોગ

કરતાં જણાવ્યું કે ખેરાતમાં આપેલા ચાર આનાનો મહાન્ દુરૂપયોગ થાય છે અને અનંત પાપ થતાં મને તેમાં ભાગીદાર થવું પડતાં ધ્યાન જ્ઞાનમાં નિષ્ફળતા સેવવાનું થાય છે. ખરેખર ખેરાત આપતાં પહેલાં પૂર્ણ ખાતરી કરવી જોઇયે કે તે આપેલા ધનનો કેવી રીતે ઉપયોગ કરી આપણુને દશાંશ પુન્ય પાપ આપશે. કબીરજીએ તો યોગબળથી તે જાળને પોતાના વિચાર પ્રમાણે હાથ કરી લીધી. કહેવાનો મતલબ એજ છે કે સુકમા-ણીનો ગેરઉપયોગ થવાથી આપણી લક્ષ્મી પાપમય થતાં છેવટ ઓછી થતી જાય છે; માટે જેમ બને તેમ લક્ષ્મી પ્રસન્ન રહે તેવાજ માર્ગ યોજ-વાજ યોગ્ય છે. **શારદા-પૂજન** અને **લક્ષ્મીપૂજન** કરતી વખતે કરેલી પુન્ય પાપની પ્રતિજ્ઞા જો જલવાય તો જરૂર લીલાલ્હેર થાય એમાં જરા-પણ સંશય નથી. છરી ખરીદવાથી કોઇ પણ વસ્તુને છેદન કરવાનીજ વિચારણા થાય છે અને માળા ખરીદવાથી પ્રભુભજનની વૃત્તિ થાય છે. એથી લક્ષ્મીનો ઉપયોગ કે દુરૂપયોગ કરતાં શું આપણુને હાંસિલ થાય છે. તે ખાસ વિચારવાની જરૂર છે લોઢાની ખાણમાંથી લોઢું લઇ લવારને ત્યાં કેળવવા નાખ્યું તો ત્યાં કાતર અને સોય તૈયાર કરી એટલે કે જન્મ-ભૂમી એકજ છે, પિતા પણ એકજ છે અને કેળવણી આપનાર ઉસ્તાદ પણ એકજ છે; છતાં બેઉના સ્વભાવ નિરાળા હોવાથી જ્યારે કાતર કપડાંને કાપી કાપી અલગ અલગ કરેછે ત્યારે બીજી સોય તેને એક કરી સુંદર પોષાક સ્વરૂપ સમર્પે છે; માટે લક્ષ્મી પણ જેના સંગમાં રહે છે તેવા સ્વભાવવાળી થાય છે. મે પ્રતીતિથી જોયું છે કે જો હાથની અંદર રૂપિયો હોય તો મેસ્મેરીઝમનો પ્રયોગ અમલમાં આવી શકતો નથી; કારણ કે એ રૂપીયાને માટે હજારો કાળાં ધોળાં કૃત્યો કરવાં પહેલાં તેથી તેની અસર તેમાં સમાયલી રહેછે માટે તે હાથમાં હોય ત્યાં લગી પ્રયોગસિદ્ધ ન થાય. વિચાર કરો કે પૈસામાં આકર્ષક પણું હોવાથી પ્રકૃતિને પણ છુટી પાડે છે માટે જેવો સંગ તેવો રંગ બેસે છે એમાં કંઇ નવાઇ કે શંકા સરખું છેજ નહીં.

પાપાત્માનો સંગ વિશેષ હોવાથી લક્ષ્મીનો રંગ પાપાત્મા સાથ વિશેષ રંગ લાગેલો હોય છે. એથી તેને ત્યાં નિવાસ કરવો રૂચિકર થાય છે અને રૂચિકર થતાં આપણે ત્યાં નિવાસ કરવો ગમતો નથી. કહ્યું છે અને અનુભવ્યું છે કે:—

લક્ષ્મીને બનતાં લગી હરકોઇ પ્રકારે યવન સંગમાં જવા દેવીજ નહીં. આપણા અહિંસકજનોને ત્યાં તો એવું શાસ્ત્ર કથન છે કે:-લક્ષ્મી અને વિદ્યા પૂર્વકર્માનુસાર પ્રાપ્ત થાય છે. પૂર્વ દત્તેષુ યા વિદ્યા પૂર્વ

**द्रव्येषु वा धनम्** तेमज ज्यां न्याय निती धर्म सत्कर्म दान दया पुन्य वगेरे साथ वर्त्तन होय त्यांज लक्ष्मी कायमने माटे निवास करेछे. अने ज्यारे खराब वर्त्तणुंक थाय त्यारे दुःख दारिद्रनो वधारो थइ अधोगतिने पात्र थाय छे **धन्नाशाळी भद्रजीने**त्यां पूर्वे पुन्यानुसार लक्ष्मी निवास करती हती के जे **राजा श्रेणिकना** करतां पण विशेष बळवंत हती एम में जैनग्रथमां वांचेलुं छे अने एम हतुं तोज राजा शालिभद्रनी ऋद्धि जोवा तेने घेर पधार्यां हता. राजाने प्यार आववाथी शालिभद्र कुमारने खोळामां बेसाड्या तो राजाना अंग प्रतापथी प्रश्वेद थइ आव्यो आथी आश्चर्य साथ राजाए प्रश्न कर्यो के शुं मारो सहवास पण प्रश्वेददाता छे! बहुज सुकुमार छे! देव समर्पित बत्रीश श्रृंगार (वस्त्र लंकार) पूर्ण पेटीओ दररोज आववाने लीधे नित्य नवा नवा वस्त्रालंकार धारण करी जूना वस्त्रालंकार निर्माल्य मानी गंदीगटरने शरण कराय छे. एवा पुन्यशालीने धन्यातिधन्य छे! ए कुमारना सद्भाग्य छे के जेना वैभव विलास आगळ मारो राज्यवैभवविलास एक साधारण मानव जेवो जणाय छे. अहोभाग्य छे मारां के आवा अखूट अने परमप्रशंसनीय वैभव विलास पूर्ण प्रजा छे! **यतो धर्मस्ततो जय**! ज्यां धर्म छे त्यांज जय छे! ज्यां नीति अने सत्कर्म त्यांज लक्ष्मीनी छनाछन होय छे! यवनोने त्यां पण पोताना धर्मानुसार सारां कामो ने इमानदारीथी धनदौलत कायम थाय छे अने वध्येज जाय छे. हमेशां प्रभुभजन स्मरणथी तथा सारा आचार विचार विवेकथी अने सारां प्रशसाकारी कामोथी सुख, धन तेमज संतती परिवार वगेरे वगेरे प्राप्त थाय छे. नास्तिक के बेइमानने त्यां आपणा धर्म मुजब लक्ष्मी निवास करी शकती नथी, इत्यादि इत्यादि वदी राजा अहोभाग्य मानी पोताने महेले पधार्या. मतलब एज के सद्धर्म अने सत्कर्मथी सुखसंपत्ति वृद्धि पामी विलसती रहे छे! **हमेशां जीवदया–गौरक्षा–धर्मसंरक्षण दान पुन्य ज्ञातीसेवा अने देशसेवा** करवी के जेथी सुखी भावनानां किरणो झळकी निकळे.

## ( हरिगीत छंद. )

हिन्दी थई हिन्दी तणुं चाहो भलुं अति खंतथी,
बन्धु थइ बन्धुतणुं हित चाहवुं शुभ चित्तथी;
निज देशनुं निज बंधुनुं निज ज्ञातिनुं रुडुं करो,
बीजातणुं न करो बुरुं पण जातनुं हित मन धरो! १

ગૌમાતની નિજમાતની ને જાતિની સેવા સદા,
હૈયે ધરો હુંશે કરી પ્રિય આળસુ ન બનો કદા;
જ્યારે ખરીદો ચોપડા વા નવા બંધાવો તમે,
અથવા લખાવો પત્ર તો પણ કહું તે રાખો જમે. ૨

આ તમારૂં બધું કેવું સમજીને હું એવી પ્રતિજ્ઞા કરૂં છું જે આજથી હું મારા માટે જોઇના ચોપડા મુસલમાનો પાસે નહી લઈશ અને મારા બીજા મિત્રો અને સંબંધીઓને પણ તેમ કરવા કહીશ. મને આશા છે કે તેથી તેઓ પણ મારી માફક સમજીને તેમ કરશે તો વગર પૈસે પુન્ય થશે અને હિંદુના હાથમાં અમારો પૈસો જશે તો હિંસા કે ગૌ વધ તો નહીજ કરે એ તો દેખીતું છે. તમો અમોને ખરેખર સારા શબ્દોમાં સમજાવ્યું છે. પણ હજુ મેં એ હિન્દુચોપડા બાંધનાર સાથે કોઇ વખતે કામ પાડયું નથી માટે હું એક વખત તેમના માટે જરૂર ખાત્રી કરીશ. એ ખાતું કયાં આવેલું છે.

**એ કચ્છી દશા ઓશવાળ પ્રેસ અને ચોપડા ખાતુ.**
**મુંબઇ માંડવી ખડક પાયધુની રોડ ઉપરે આવેલું છે માટે જરૂર ખાત્રી કરજો.**



## ખાસ ચેતવણી.

**આથી મારા હિન્દુભાઇઓને વિનંતી કરૂં છું જે આએ બુક વાંચવા પછી કોઈ મૉંસારીને વાંચવા આપવાથી તેની લાગણી ઉસ્કેરાવાથી જે પાપ થાય તેના જોખમદાર તમો છો. માત્ર આએ બુક હિન્દુભાઇઓએજ વાંચવી અને બીજા હિન્દુભાઇઓને વંચાવવા બીજા હિન્દુ ધર્મવિરૂધ વરતનારાઓને વાંચવા આપવી નહી. એજ વીનંતી.**

આ પુસ્તક હંશરાજ રતનસી મોમાઇઆ એ મુંબઈ નંબર ૩. ઘર નાં. ૨૦૨ ખડક
પાયધુની રોડ પર કચ્છી દશા ઓશવાળ પ્રેશમાં છાપી તે જ ઠેકાણે પ્રસીધ કર્યુંછે.

